રમુજી કાવ્ય સંગીતમાળા સિરીઝ ૬ ઠી

હતો કુંવારો આજ લગી હું પરણ્યાનું શીલ થાતું,
પરણેલાને નજરે જોતાં, હૈડું તો, હરખાતું;
ઘર દુકાનો વેચી હમને રૂપીઆ સો ભેગા કીધા,
લાડીજીને હોંસે મળવા કરજે કે થોડા લીધા.

( મુખડાની શેઠાણીમાંથી )

# રમુજી-સંગીતમાળા

પ્રયોજક અને પ્રકાશક

ગોર, અંબાલાલ છગનલાલ કબીરા

શીકા—( સ્ટેટ ઈડર ) મહિકાંઠા.

પ્રથમાવૃત્તિ  પ્રત ૧૦૦૦.  ખ્રિસ્તાબ્દ ૧૯૨૪



કિંમત— { બાળકોને માટે ત્રણ આના
છુટક નકલના ચાર આના

# વસ્તુ સુચના



આ રમૂજી સંગિતમાળાનાં ગાયનો ગાતાં પહેલાં તમારા કંઠસુર અને તાલપર કાબુ મૂકજો, તબલા સારંગીની આ ગાયનોમાં કશી જરૂર નથી. ઘણીવાર અને ઘણાં પુસ્તકોમાં હું ક્હેરો છું. તેમ છપાવ્યું છે. તોપણ આપને મારો પરિચય ન હોય તો ક્ષમા કરશો. આ ગાયનો સ્નેહ-મંજરી; મુંબઈની શેઠાણી, મણીકાન્ત કાવ્યમાળા અને રા. રા. મણીશંકર દેવશંકર વ્યાસ (સાણંદ સ્કુલના ૧ લા એસિસ્ટંટ) કૃત સાહિત્યોમાંથી લેવામાં આવ્યાં છે. તો ત્હેના મૂળ લેખકોનો પણ આભાર માનું છું. આ બુકમાં રા. રા. ભાઇ મણીશંકર રચીત પ્રેમ પ્રેમ ને પ્રેમ વિગેરે અડધાં ભાગનાં કાવ્યો ત્હેમની પાસેથી મેળવ્યાં છે તેઓ એક સાહિત્ય વિલાસી અને કાવ્યશક્તિનું ઠીક ઠીક જ્ઞાન ધરાવે છે, જુના સાહિત્યના સોરઠાઓ વાંચવા કરતાં નવી ચમત્કૃતીનાં આવાં કાવ્યો, વાંચવાથી ગૂઢશૃંગાર અને મગજશક્તિમાં ઓર વધારો થાય છે. એજ અરજ

| | |
|---|---|
| શિવરાત્રી<br>વિક્રમસાલ ૧૯૮૦ | આપનો<br>શાહ અંબાલાલ છગનલાલ ઝ્હેરા<br>વડાગામ [મહિકાંઠા] |

## ફેશનમાં ફસેલીના અંતરોદ્ગાર.

---

### ( અંગ્રેજી બારમાસી )

---

( ઝીણા ઝરમર વરસે મેહ ભીંજે મારી ચૂંદલડી એ રાગ )

જાન્યુઆરીમાં જૉલી[1] ડીયર,[2] પિયર તજાવી લાવ્યા રે,
હરનીશ મુજ સમીપે રહેતા, મ્હારા મનને ભાવ્યા;
સુણુહો સાહેલી.– ૧

ફેબ્રુઆરીમાં ફેરફાર હો ? મુજ જીવનનો થાતોરે.
સુધારાના ગણી હીમાયતી, કરે સૌ અમારી વાતો;
સુણુહો સાહેલી.– ૨

મારચમાં હું માર્ચજ[3] કરતી, પતિ સગાથે રસ્તેરે,
સ્ટીકની[4] બીક વીસારી દૈને, કરતી જોકીંગ[5] હસ્તે;
સુણુહો સાહેલી.– ૩

એપ્રીલમાં અંગ્રેજી શીખી. અનુભવી થઈ પુરીરે;
હોટલ બોટલની થઈ ગ્રાહક, જુની રીતો બૂરી;
સુણુહો સાહેલી.– ૪

મેમાં મેં પોલકાં સીવડાવ્યાં, સાડી રેશમી લાવીરે,
છત્રી ચશ્મા સુઝ[6] વૉચથી,[7] વ્હાલાને મન ભાવી;
સુણુહો સાહેલી.– ૫

જુનમાં જુસમ[8] પતિને ગણુતી, યૌવનમદમાં ફાલીરે,
સુધરેલ પતિના સ્હેવાસે મેં પીધી ફેશનની પ્યાલી;
સુણુહો સાહેલી.– ૬

---

૧ આનદી ૨ ધણી ૩ કુચ ૪ સોટી ૫ મશ્કરી. ૬ બૂટ ૭ ઘડીયાળ
૮ માથામાં રહેતું ઝીણું જનાવર.

જુલાઇમાં જુની ચીજો દઈ, ન્યુ ફરનીચર લાવ્યારે,
ફેંશન વાળુ લોહકાષ્ટ દઈ, ધાતુ પાત્ર તજાવ્યા;
સુણુહો સાહેલી – ૭
આગસ્ટ માસે ઓરચેસ્ટાની[1] ટીકીટે નાટકમાં જાતાંરે,
યૌવન રસ રેલવા ખાતર મદીરા[2] પીને પાતાં;
સુણુહો સાહેલી.– ૮
સપ્ટેમ્બરમાં સજ્જન ફેંશન બધા રહ્યા બંધાઈરે,
મોટરથી નંદનવન જાતાં, કરીને ખુબ સફાઇ;
સુણુહો સાહેલી.– ૯
અકટોમ્બરમાં એટલા ઉપર, લઈ બીલો સૌ આવ્યારે,
પોઝીશનની[3] મૂર્તિ રૂપમેં પ્રથમ સૌને અડાવ્યા;
સુણુહો સાહેલી.– ૧૦
નવેમ્બરમાં ન મળે નાણું, ડીઅર[3] ફીયરમાં પડીયારે,
ઘર જર ફર્નિચર અર્પીને, મહાન શોકમાં પડીયા;
સુણુહો સાહેલી.– ૧૧
ડીસેમ્બરમાં ડાહ્યા થઇને, પડત ન પોઝીશનમાંરે,
ધર્મ કર્મ કીર્તિ ગુમાવી, બુરાઈ ઈમીટેશનમાં;
સુણુહો સાહેલી.– ૧૨

* * * *

હાલતો ડીયર પધારે પીયરમાં, મીસ્ટર રહે છે મીલમાં
બી. એ. બન્યા બગહીણુ હિંદે રહે પડયાં મહેફીલમાં
( સ્નેહ મંજરી )

---

૧ નાટકના પહેલા કલાસની ટીકીટ ૨ દારૂ ૩ રૂવાબ.

# પરણેલાનો પસ્તાવો.

( એર મચ્યાંને વેર ગયાં એ રાગ )

શેઠ:—

હતો કુવારો આજ લગી હું પરણવાનુ દીલ થાતુ તું;
પરણેલાને નજરે જોતાં હૈડુ તો હરખાતુ તું. ૧
ઘર દુકાનો વેચી દઇને રૂપિયા સો ભેળા કીધા;
લાડીજીને હોંશે મળવા થોડા કે કરજે લીધા ૨
બેરી પરણ્યા શુભ લગનથી કોડ કર્યો સરવે પુરા;
સુખ સઘળું હોળીમા હોમ્યું ઇજ્જતના કીધા ચુરા. ૩
પરથમ આણે શાણી રાણી લાજ મહી લચકાતાંતાં
સાથે ફરવાનું હું કહેતો તો લાજ મહીં અચકાતાંતાં.૪
વચનો વદતાં ધીરે ધીરે બોલી લાગે બહુ સારી;
મેં જાણ્યું જે કામ થયું છે, સદ્‌ગુણી પરણ્યો નારી. ૫
પછી પધાર્યાં ત્રીજે આણે પ્લોટ સહુ બદલાયો છે;
બકરી જેને હું ગણુતો તો, વાઘ થઇને આવ્યાં છે. ૬
બે ત્રણ દિવસ થયા એટલે. મકાનમાં ખામી કાઢી;
આ ઘરમાં હું નહિ રહેવાની કહીને રીસાયાં લાડી. ૭
હુકમને મેં માનજ આપ્યુ, ઘર બીજું ભાડે લીધું;
દાગીના માટે વહાલીને આમંત્રણ બીજું દીધું. ૮
બોલ સાંભળતાં હું ગભરાયો, તોપણ હિંમત મેં રાખી:
શું શું જોઇએ શાણી શામા મૂખેથી દો ને ભાખી ૯

ઝાંઝર જોડી મ્હારે જોઈયે, એરીંગની જોડી લાવો;
રોલ્ડ ગોલ્ડનું લોકેટ લઈને વ્હાલાજી વહેલા આવો ૧૦

જોડી લાવો બંગડીયોની સાચા મોતીની સ્વામી;
સાડી કસબી લાવો જેવી પહેરે છે મારી મામી. ૧૧

તર્ત તડાકો મેંતો કીધો, પાઈ નથી પાસે મ્હારી ;
સઘળું વેચીદેવું કીધું, ત્યારે પરણ્યો છું નારી. ૧૨

સુણુતા વ્હાલી વીલાં પડીયાં, તર્ત તાડુકો કીધો;
પરણી તમને તેમાં શું કાંઈ મ્હોટો મેં ગુન્હો કીધો. ૧૩

મેં માગ્યું તે મારે જોઈયે તેમાં કાંઈયે નહી ચાલે;
થઈ ભીખારી કેરી નારી તે તો હા હૈડે સાલે. ૧૪

ઘાટી વિણુ ઘડીયે નહી ચાલે મનમાં લેજો વિચારી,
રસોઇ રાંધી હું ખવડાવું તે માટે સમજો સારી. ૧૫

દુનિયા આખી સુધરી ત્હોયે આપ રહ્યા હમ્બગ જેવા,
દાળ થઈ માટે સીધાવો આદુને મરચાં લેવા; ૧૬

ઘાટી માફક ગણુવા લાગી ઓર્ડરથી અકળાવે છે.
નવા નવા ખુટ્ટા ઉઠાવી આંતરડી કકળાવે છે. ૧૭

તુર્ત રોકડો જવાબ દે છે કદી જરા હું ગુસ્સે થાઊં;
વેરીસોરી ઓ માય હસબંડ આઈ એમ ગોઇંગ પિયર જાઊં,૧૮

ગયો જમાનો જુનો ચાલી ફેશનમાં વ્હાલા મહાલો
દાગીનો જુલો વેચીદઈ નાટક જોવાને ચાલો. ૧૯

ટેલીફોનથી ટીકીટ કરાવો ફર્સ્ટક્લાસ રિઝવટ વ્હાલા;
અપટુડેટ બનીને ચાલો વિચાર શા કરવા ઠાલા. ૨૦

એ પરણેલાનો પસ્તાવો સાંભળજો નરને નારી,
ધન્ય ધન્ય જે પામ્યો છે નારી સદ્‌ગુણ સંપન્ન અને સારી ૨૧
( મુંબઈની શેઠાણીમાંથી )

## સુધરેલાના સંતાપ.

( રાગ—ગઝલ. )

સુણો સાથી સુધારાના, અરે સૌ આંહી આવોને;
તમારા ભાષણો ભૂલ્યો, હવે રસ્તો બતાવોને;—સુણો ૧
તમારા રાહ પર ચાલી, સુધારો વિષે ઘાલી;
પિધી મેં ઝેરની પ્યાલી, તમે તેથી બચાવોને.—સુણો ૨
પ્રિયાને પોલકાં લાવી, નવીન પોશાક પહેરાવી;
ખરાબી ઘર વિષે આવી, હવે તેને હઠાવોને—સુણો ૩
પ્રિયા ઘર કાજને છોડી, ચઢાવી બૂટની જોડી;
હવા ખાવા જતી દોડી, કહે "નોકર વસાવોને."—સુણો ૪
નથી હું કોઈ ભઠીયારી, નથી કંઇ કામ કરનારી;
હવે હકદાર હુ નારી, નિયમસરનું બજાવોને.—સુણો ૫
સુધારો આપણે માથે, નહી ખાવા કરૂં હાથે;
પિયુજી રાધ ા માટે; રસોઓ એક લાવોને.—સુણો ૬
સુશોભીત ડ્રેસ લાવોને, સરસ ચશ્મા અપાવોને;
હુકમ મારો બજાવોને, મડમ મુજને બનાવોને.—સુણો ૭
જવું ફરવા પગે ચાલી, સુધારાની નહી બ્હાલી;
તમોએ આપદા ટાળી, સરસ સાઇકલ અપાવોને;—સુણો ૮

બનું હું રાયની રાણી, જવું નાટક વિષે જાની;
ટીકીટ લાવો તમાસાની, સુધારાને વધાવોને--સુણો ૯
ઘણું છે કામ તમ માથે, તમે નહિ આવશો સાથે;
પુલાજી ફ્રેન્ડને માટે, બીજી ટીકીટ અપાવોને.—૧૦
અદેખા શું બનો એમાં, ફુલાજી સાથ છે તેમાં;
સુધારો છે રહ્યો જેમાં જરા વિશ્વાસ લાવોને.—સુણો ૧૧
સુધારાના થયા સાથી પછી ખટપટ કરો આશી;
કરે અજ્ઞાનીઓ હાંસી કુધારાને હરાવોને.—સુણો ૧૨
સુધારો આ જુઓ સારો તમોને જે અતિ પ્યારો;
હવે લાગે મને ખારો ભલે ભપકો બતાવોને.—સુણો ૧૩
ખરચ પોસાય કેમ આવું, મુસારો સાઠનો લવું,
પ્રિયાને કેમ સમજાવું; જરા યુક્તિ જણાવોને.--સુણો-૧૪
રસોયો ક્યાં થકી રાખું, હૃદયનું દુઃખ કયાં દાખું;
નિસાસા હાય હું નાખું, દયા દીલમાં ધરાવોને.--સુણો-૧૫
શોખીન થઈ છે નારી, જરાયે લાજ ના ધારી;
પતિ તો શાક તરકારી પતિ વ્રતતો પળાવોને.--સુણો-૧૬
લજાવ્યા તાતને કૈયે, બનાવ્યા ભ્રાતને કૈયે;
ડુબાવ્યું કૂળ હા કૈયે, ભલે મનને મનાવોને.—સુણો-૧૭
સુધારોએ ત્હમારો તો, ભલે તમને મુબારક હો;
અરે પસ્તાઉં છું પુરો, પ્રભુ એથી બચાવોને.—સુણો-૧૮
સુણી શંકર કહે શાણા; ભવા આ સુધારાના;
સુણો ના કો પશો પ્યારા, અરે તનમાં ઠસાવોને—સુણો-૧૯

(મણીકાન્ત કાવ્ય માળામાંથી)

# સુધરેલી સુંદરી.

(રાગ નાટકનો.)

છોને કહે તું છટકેલી પીટયા, મને છોને કહે છટકેલી;
હું તો ફેશનમાં ઘેલી બનેલી,
પીટયા મને છોને કહે છટકેલી ૧
ફ્રીયર તજીને ડીયરની સાથે, ગાર્ડનમાં જાઉં હું વહેલી;
પોલ્સનની ટી, અને દિલ્હીનાં બિસકુટ;
તાજાં-તાજાં ખાઉં હું પહેલી-પીટયા--૨
સાટીનની સાડીયે, કસબી ભરેલી કોર;
રૂપને ન કોઇયે દીઠેલી,
પોલકાં ને ચોળીયોનો. પાર નથી મારે,
ફ્રેન્ડોએ પ્રેઝંટ કીધેલી --પીટયાં ૩
નવસેરા હાર, સાચા મોતીના સુંદર;
બંગડીયો માણેકે મઢેલી
બેસી મોટરમાં જાઉં હું ચોપાટી,.
વિદ્યા હું પાકી ભણેલી-પીટયા--૪
( મુંબઈની શેઠાણીમાંથી )

## —વિદેશી ફેશનમાં તણાતા મિત્રને—

—મારા હૈયા કેરો હાર ( એ રાગ )

જોતો જોતો ફેશન મોહ તો, હિંદુ જાતમાંરે;
ઊંચી નાતમાં રે, જોતો જોતો—૧

વિદેશીઓની રીત સજીને, વ્હાલી સ્વદેશ રીત તજીને,
નિજ પ્રિયા સહ ચાલે ઇશ્કી વાટમાંરે જોતો જોતો—૨

ચસ્મા સ્ટીકને લઇ સંગાથે, હેટ ધરીને ચાલે માથે;
માત પિતાની સેવા કરતા લાતમાંરે. જોતો જોતો—૩

વિસ્કીના ઈશ્કી થઈ મ્હાલે, ચીરૂટ વિના ઘડીયે નહિ ચાલે;
સાયકલ મોટરમાં ફરતા ભલીભાતમાંરે જોતો જોતો—૪

લેમોનેડ સરાબને સોડા, ધર્મ કર્મ પર મારે જોડા;
નીજ માતાને વધાવી લેતાં લાતમાંરે. જોતો જોતો—૬

નીજ સ્ત્રિ સમીપે કાંઈ ના ચાલે, પોઝીશનની બહારમાં માલે;
પ્રિયા તણી સેવામાં ખરચે જાતનેરે. જોતો જાતો—૬

દુધ સાકર મલાઈ તજીને, અભક્ષા ભક્ષ કરે સજીને,
વહી અનિતિમાં ગણે ગુમાની જાતમાંરે. જોતા જોતો—૭

( સ્નેહ મંજરી )

## —પ્યારિ મ્હારી સનમ મધુરી—

( વસંત તિલકા. )

પ્યારિ મારી સનમ્ મધુરી, કે જે કયાં તું છુપાઈ;
વિરહે તારા ટળવળી મરૂં અંતરે હું મુઝાઈ;
દીલે ચોટી રસિક પ્રતિમા, કોતરાઇ અને એ;
ધ્યાને ધારૂં દરસને, કંઈક રાજી કરે છે. ૧

\+ + + + +

ત્હોયે મારા વ્યથિત, ચિતની ખામીને કારણેથી;
ધ્યાને આવી સરી જતી, અહા' ચિત્તડુ એથી;
અહા' વ્હાલી પુનર મધુર, મુખનું દર્શ આપી;
જો જે નિત્ય મુજ હૃદયને, કષ્ટની વાડ કાપી. ૨

\+ + + + +

નાના ત્હારૂં સ્મરણ કરતાં મુખ આ બંધ થાતું;
આંખે ત્હારી છબી નીરખતાં પ્રેમ વારિ છવાતું;
આંખે દીલે કમ કમી છુટે, ઉછળે ઉર મ્હારૂં;
પ્રેમે પ્યારી રટણ કરતો, જીભથી માત્ર ત્હારૂં. ૩

\+ + + + +

ત્હોયે તું શું દૂર દૂર ખસે, કયાં છુપાતી રસિલી;
હું દુઃખીનું હૃદય પરખી, શું હશે સ્નેહ ભીની;
ત્હારા વિના નહી અવર કંઇ, આશ દીલે ધરાતી;
હા' હા' પ્રેમી સનમ્ રસીલી છે' છબી કોતરાઇ. ૪

## એક જંજાળી જીવડાની તૃષ્ણાનું પ્રાબલ્ય.

ગુરૂરાજ મારા ઘડપણમાં ગોવિંદ ગુણ ગાશું
હમણા નથી નવરાશું. (એ રાગ)

મોટો છોકરો વિલાયત ગયો છે, ન્હાનો છોકરો જુગારી થયો છે.
એવો ધમરોળ મચી રહયો છે, ગુરૂરાજ મારા ઘડપણમાં......૧
સાઠ લાખની પૂંજીમાં શું કરીયે, સાઠ અજબ જ્યારે ઘેર ભરીયે
ત્યારે કાંઇક શાન્તિ મનમાં ધરી,યે ગુરૂરાજ મારા ઘડપણમાં......૨
યુરોપ, આફ્રિકા સુધી વિચરશું, આસ્ટ્રેલીયાનુ સોનું સંઘરશું
અમેરિકાની લક્ષ્મી લાવી ઘર ભરશું, ગુરૂરાજ મારા ઘડપણમા......૩
હજી થાશુ હજાર મીલવાળા, હજુ બાંધવા છે બારશેં માળા
તેમાં કયાંથી ફેરવીયે માળા, ગુરૂરાજ મારા ઘડપણમાં......૪
નાત જાતના સુધારા કરવા છે, હજી કંઇકિનાં ભુડાં કરવાં છે
પછી કોની અમારે પરવા છે, ગુરૂરાજ મારા ઘડપણમાં......૫
થઇ સાઠ વર્ષની ઉમ્મર અમારી, તે શું આંખે ન્હડી છે તમારી
હજુ પરણવી છે નવી નારી, ગુરૂરાજ મારા ઘડપણમાં......૬
નાત જાતના કરશું સુધારા. હજુ થાશુ અજબ મનવાળા
પછી સુખે ફેરવશુ માળા, ગુરૂરાજ મારા ઘડપણમાં......૭
કરજોડી કવીજન કહે છે, જે જન તૃષ્ણા નદી તરે છે
તે મોક્ષ પુરીને વરે છે, ગુરૂરાજ મારા ઘડપણમાં......૮

# શેઠાણીની કથની

( ગઝલ )

મને મુરખો મળ્યો સ્વામી, પડી છે સુખમાં ખામી;
અરે હું આપતિ પામી, કહુ શું આપદા વ્હેની. ૧

કરે નહિ ચાકરી ધંધો, મુરખ થઇને ફરે અંધો;
કરે છે અવનવા ફંદો કહુ શું આપદા વ્હેની. ૨

પુરૂષો અન્ય ત્યાં રમતા, અરે મુજ સ્વામી અથડાતા;
બળે છે ચિતમાં ભડકા કહું શુ આપદા વ્હેની. ૩

કમાવા રીત ના જાણે, કહી મુજ વાત નામાને;
ફરતુ નામ પરે પાણી, કહુ શું આપદા વ્હેની ૪

પિતાના દામ સૌ ખાધા, કમાવા પર લીધી બાધા;
કરજનાં હાં. ? કીધાં કાધાં, કહુ શું આપદા વ્હેની ૫

ગુમાવી ગાંઠની કીંમત, ઉડાડી બાપની દોલત;
મળે ના અન્ન કે ઉદક, કહુ શું આપદા વ્હેની. ૬

નથી હા ? ધ્યાન ઘરબારે નથી કાંઈ ચિંતા વ્યવહારે.
ભટકતો ભુત એ વ્હારે, કહુ શું આપદા વ્હેની. ૭

અન્ન ઉધાર એ લાવે, લેના સૌ દામ તો આવે;
નહી દે દામ તે વારે. કહુ શુ આપદા વ્હેની. ૮

કરી તકરાર વદે ભુંડું, પળે પળ વારમાં કુંડું;
જુવે ના આંખથી રૂડું. કહુ શું આપદા વ્હેની. ૯

અરે અંતર પીડા રહેતુ વધારે કો' નથી દેતું;
આવે જામીન સૌ લેતું. કહુ શું આપદા બ્હેની. ૧૦

કપડાં સ્વચ્છ ન રાખે, આનંદે ડંફાસ તો ભાખે;
ખાવું ફરવું એટલું રાખે, કહુ શું આપદા બ્હેની. ૧૧

રૂપાળી આબરૂ દેખી, અરે અક્કલહીણો પેખી;
દુઃખે હું તન રહી શેકી, કહું શું આપદા બ્હેની. ૧૨

સજ્જન તહેવારના ટાણે, જમી આનંદ સૌ માણે;
મુખે એકાદશી જાણે. કહું શું આપદા બ્હેની. ૧૩

સ્નેહીઓ શોધતા આવે, પતિને તે નહીં ભાવે;
દીવસ દુઃખમાંહી વીતાવે, કહુ શું આપદા બ્હેની. ૧૪

આવેલા જાણી સંતાયે, ખવાડું અન્ન હું કયાંથી;
અરે ભટકે અહીં તહીંથી, કહું શું આપદા બ્હેની. ૧૫

પિતુ માતા ચહે મળવા, તો સ્વામી લાગે બડબડવાં;
લાગે હા હિતવચન કડવાં. કહુ શુ આપદા બ્હેની. ૧૬

અરેરે ભાવ ના પુછે, કહે ના સુખે-દુઃખ શું છે?
થતો વચનો સુણી ગુસ્સે, કહુ શું આપદા બ્હેની. ૧૭

નહી ખાવું નહી ન્હાવુ, નકામા રાગથી ગાવું;
મફતનું હોટલે ખાવું, કહું શું આપદા બ્હેની. ૧૮

પિયરનાં લુગડા લાવું, કદી જમવા સજી જાઉં;
તરત મેણાં અરે ખાવું, કહુ શું આપદા બ્હેની, ૧૯

બન્યાં મુંબઈનાં શેઠાણી, વદે નિષ્ઠુર એ વાણી;
કહું કયાં માહારી કહાણી, ક શું આપદા બ્હેની. ૨૦

રળુ છું નિતિમાં રહીને, ખવાડું દુઃખ હું સહીને;
કરૂ પુરૂ હું મન દઇને, કહું શું આપદા બ્હેની. ૨૧

ગુજારી જીંદગી મારી, બગાપો હું કરૂં ભારી;
દીયો કાંઈ દાદ નરનારી, કહું શું આપદા બ્હેની. ૨૨

ચિંતા તણા તાપે અરે, યૌવન અરે દુભાય છે;
હાય પતિ પુરૂષાર્થ વિણુ મમ હૃદય આ ચિરાય છે.

( સ્નેહ મંજરી )



# દુનિયામાં શું વધ્યું?

( અનુક્રમ સવૈયા. )

આજકાલ આ ચાલુ જમાને, વધ્યું અહા ફેશનનું માન;
રોગ વધ્યાને ડોકટર વધીયા, વધ્યાં ચહા સોપારી પાન;
મીજલસ ડેન્સ અને ક્રિકેટ, વધ્યું અહા મદીરાનું પાન;
સ્ટીક અને અંબ્રેલા વધીયાં, અભક્ષા-ભક્ષ તણું વધ્યું ખાન ૧

× × × ×

ન્યુસપેપર આર્ટીકલ વધીયાં, વધી હોટલો અપરંપાર,
શુઝ વોચને હેટ વધી છે, વધી બોટલો ઘરમોઝાર;
વધી ચહા ચીમની ને ચશ્મા, વધી સાયકલ મોટરકાર;
વધ્યાં વાળ કેરોસીન તેલો, મફલર કોલર વધ્યા અપાર. ૨

× × × ×

વધ્યું સોડા લેમનનુ પીણું, વધી ઇર્ષ્યા નિંદા ભલીભાત;
વધ્યાં અહા ? કોપ્રીને બીસ્કીટ વધી દલાલો કેરી જાત;
વધ્યા વકીલ બેરીસ્ટર આજે, અને સોલીસીટર ભલી ભાત;
વધી અહા ! ટેલરની શોપો, વધી ભીખારી સાધુ જમાત. ૩

× × × ×

દમામને અભીમાન વધ્યો હા ! વધ્યા પુત્રોનું ધન લેનાર;
મદન ભકત લે ભાગુ સેવક, વધ્યા અહા મંદીર મોઝાર;

વધ્યું માન બેહદ સુંદરીનું, વધ્યા માતને દુઃખ દેનાર,
વધ્યાં હેર ઓઈલને અત્તર, કાચ તણાં વાસણો અપાર. ૪

× × × ×

વધ્યાં ખખડતાં હાંલ્લાં ઘરમાં, વધ્યો ભપકો બાહેર ભારી;
વધ્યા ઇશ્કી વિસ્કીના શોખીન, ઠગ જુગારી વ્યભીચારી
વધ્યા બોર્ડ જાહેરખબરોનાં, પડદા નામ તણા ભારી.
સફેદ શાહુકારો હા વધીયા, સટ્ટાના હા વેપારી. ૫

× × × ×

સીગરેટ ચીરૂટને બીડી, વધી અહા દારૂના વ્યસની અપરંપાર;
રોઝબેરી જીંજર પીકમીઅપ, વધ્યા ડીસીઝ કેશીશ અપાર;
વધી અનિતી પશુઓ ઉપર, અને પક્ષિ ઉપર નીરધાર,
વધી નોકરી કેરી ઇચ્છા, વધ્યો અહા! વેશ્યાપર પ્યાર. ૬

× × × ×

કોલર પીન નેકટાઇને ગેબીસ, પાટલુન સ્ટોકીંગ વધ્યા અપાર;
સાબુ લવંડર અને તમાકુ, વધી જમાનાની મોજાર;
હિંસા, અધર્મ, નારી તકતાને, વધી અહા? ફેશનની બ્હાર,
વધ્યા કલેશ કુસંપ અહાહા? વધી આળસ નિંદા આ ઠાર. ૭

× × × ×

વધ્યાં પોલકાં અને સાડીઓ, બંગડીયો હા કાચ તણી;
વધી પરનારની ચેષ્ટા કરવી, વધી તનુદર્શક સાડી ઘણી;
વધ્યો ફેશ પાવડર ને દર્પણ, વધી સ્લીપરો ગૃહે ઘણી;
કામના પંથે વધી કામિની અને, ફેશન શૃંગાર ભણી. ૮

× × × ×

વધી એરીંગો નેકલેસ ઘર ઘર, વધો ફેશનની ચાહનારી;
વધી વનિતા ચાલુ જમાને, પતિને બા ભુપાનારો;
નીજ લીયરના ફ્રીયર, ફેંકી ગાર્ડનમાં વિચરનારી;
વિધ વિધ બની સૌ તિશ્ચે ફેશનમાં વિહરનારી. ૯

× × × ×

વૈદ્ય વધ્યાને ઉંટ વૈદ્ય હા, ખુરશી કબાટને વળી મેજ,
વધી મક્ષિકા ડીસ્પેન્સરીમાં, થયા ભાવ પંખાના તેજ;
વળીં વિજળી કેરી બત્તિ, સૌદીપક કરતી નિસ્તેજ;
કળી પ્રભાવે અનંગ વધીયો, ચહે સૌ પરનારીની સેજ. ૧૯

(સ્નેહ મંજરી,)

---

## પ્રેમ પ્રેમ ને પ્રેમ.

[ ગઝલ. ]

આ પ્રેમના સામ્રાજ્યમાં, હું પ્રેમ પંથી આવીયો;
કંઈ ખબર પ્રેમી જનોને, માટ અહીં હું લાવીયો; ૧
આ પ્રેમ વાદ્યે પ્રેમનાં પુષ્પો ખીલ્યાંતાં ઝુલતાં,
ત્યાં પ્રેમ વૃક્ષની ડાળપર, શુક પ્રેમીને પોકારતો; ૨
પ્રેમે પઢે શબ્દો રૂપાળા, સાંભળ્યા કર્યું અમે;
આ પ્રેમ સૃષ્ટિમાં સદા, પ્રેમીજ બસ થાજો ત્હમે. ૩

એ પ્રેમના પાસે ત્હમારાં, હૃદય પ્રેમી થઈ જશે;
કદી પ્રેમના પ્રાબલ્યથી, આંસુ નયનથી વહી જશે; ૪
પણ સત્ય પ્રેમીનો સદા, પ્રેમી હૃદયમાં વાસ છે,
પ્રેમા જનોના પ્રેમમાં, બસ શિવનું કૈલાસ છે. ૫
બસ પ્રેમથી માળા ગ્રહો, હા ? પ્રેમના મંત્રો જપો;
આ પ્રેમના સામ્રાજ્યમાં પ્રેમી હૃદય અમર તપો; ૬

## કહ્યું માનો પતિ મારા.

[ ગઝલ. ]

અરે પ્યારા, અરે પ્યારા, તમે મમ નયનના તારા;
કરે વિનતી આ દીનદારા કહ્યું માનો પતિ મ્હારા, ૧

બન્યા લંપટ તજી દારા, વ્યભીચારે પિયુ મ્હારા;
પર સ્ત્રી માંહિ મોહનારા, કહ્યુ માનો પતિ મારા; ૨

તજી નિતિ તમે ચાલો, કુછંદે અન્યથી મ્હાલો;
અરિરૂપ નિજ પ્રિયા ભાળો, કહ્યું માનો પતિ મારા.

તજી નીજ ઘર તણા મેવા, વિષય વિષની કરો સેવા;
નિસાસા નારના લેવા કહ્યુ માનો પતિ મારા. ૪

તજી ઈજ્જત લઈ અપયશ, પર સ્ત્રીમાં બની રસ બસ;
ગુમાવ્યું દ્રવ્ય રૂપ રસ કસ, કહ્યું માનો પતિ મારા. ૫

લોકની લાજ નહી ધારી, શરમ પર ફેરવ્યું વારી;
કલંકિત કર્યા બન્યા ભારી; કહ્યું માનો પતિ મારા. ૬

ધરી પરનારમાં ચારી, કરો તનધન તણી ખ્વારી;
બનીને હા ! વ્યભીચારી, કહ્યુ માનો પતિ મારા. ૭

સુત પિતુ માત ને નારી, દીયો સૌને હા ! ધીક્કારી
(શુ) કરો પરનારીની ચારી, કહ્યુ માનો પતિ મારા. ૮

કરજ કરી ધન ઉડાવો છો, અને લંપટ કહાવો છો,
અમોને કાં રીબાવો છો, કહ્યું માનો પતિ મારા. ૯

નહી નહી સ્વામી મહોબત એ, ન મહોબત પણ મુશીબતએ
પિયુષ નહી પણ હળાહળ એ, કહ્યું માનો પતિ મારા. ૧૦

અરે મમ હસ્ત ઝાલીને, દીયો દુઃખડાં કયાં ભાળીને;
અરે અંતરને બાળીને, કહ્યું માનો પતિ મારા. ૧૧

તમોને પરણીને સ્વામી, કદાપી સુખ ના પામી.
હ્રદયમાં વેદના જામી, કહ્યું માનો પતિ મારા. ૧૨

તમે શિરતાજ છો મારા, ભરો કાં પાપના ભારા;
તજો ના દીન આ દારા, કહ્યું માનો પતિ મારા. ૧૩

* * * *

જીવી જગે સાર્થક કરો, પરનારીમાં મન ના ધરો;
પરનારીમાં ચિત જો ધરો, વિણુ મ્હોતે હાજતમાં મરો; ૧

મનુષ્ય દેહ મણી મલ્યો, જીવંન કલંકીત કાં કરો;
નરદેહ એળે ખોઇને, મમત્વમાં શીદને મરો; ૨

(સ્નેહ મંજરી)

# વાંઢાની વિનંતી.

દયાળુ દીકરી વાળા દયા વાંઢા પરે લાવો
દુઃખી છે જીંદગી મારી કૃપાળુ કોઈ પરણાવો-દયાળુ. ૧
સુનુ ઘરબાર મારૂં છે વિના નારી અકારૂં છે.
પરણવું પ્રાણ પ્યારૂં છે હવે ના લેશ તરસાવો-દયાળુ ૨
સકળ લોકો કહે "વાંઢો" ભરૂસો તેહનો છાંડો
કહે છે લોક કે ગાંડો તપેલાને નહી તાવો ?-દયાળુ ૩
સગુના કોઇ સંગાથે અરેરે ? રાંધવું હાથે
વળી ઘરકામ તે સાથે કરૂં હું કેમ બતલાવો ?-દયાળુ ૪
કડાકુટ ઘર તણી કરવી નિયમસર નોકરી ભરવી
નથી નવરાશ એ પળની કરૂં કોના પરે દાવો ?-દયાળુ ૫
હૃદયની વાત કયાં કરવી પ્રિતિ પ્યાલી કહાં ભરવી
ધીરજ તો કહાં સુધી ધરવી નિવેડો તેહનો લાનો ?-દયાળુ ૬
પ્રિયાનાં સ્વપ્ન આવે છે, મને મોજી બનાવે છે.
પ્રભાતે તે સતાવે છે દયા તો કોઈ દરસાવો-દયાળુ ૭
પિતા સૌ દ્રવ્યને ચ્હાયે સુતા ધન કાજ વેચાયે
અછત કન્યા તણી થાયે કુધારો કોઈ અટકાવો-દયાળુ ૮
પુરો પૈસો નથી પાસે, અરેરે ? કેમ પરણાશે
કુંવારી જીંદગી જાશે કરૂં દરરોજ પસ્તાવો ?-દયાળુ ૯
સુતાનું દ્રવ્ય લેનારા સુણો તમથી કસઇ સારા
તમો પર શ્રાપ છે મારા હૃદયમાં લાજ કે લાવો ?-દયાળુ ૧૦
અહો કન્યા તણા વાલી પીવાડો પ્રેમની પ્યાલી
અરેરે ? દુઃખ દો ટાળી લઉં સંસારનો લ્હાવો ?-દયાળુ ૧૧

વિનંતી આ સુણો મ્હારી ગયો છું હામ સૌ હારી
બનાવો કોઈ ઘરબારી નહિ તો હું બનું બાવો ?-દયાળુ ૧૨
( મણીકાન્ત કાવ્યમાળા )

## બેમાં જુઠો કોણ ?

બે માણસો બેઠા હતા વાતને તડાકે ચ્હડયા.
એક ક કૌતકમેં નજરે નિહાળ્યું છે.
બાવાજીની બકરીએ બાર બચ્ચાં સાથે જણ્યાં
બાવાજીનું બધુ દુઃખ બકરીએ ટાળ્યું છે
સાત અશ્વ, ત્રણ ખર, ઉંટ એક, હાથી એક
એટલુ અવતરતાં મેં નજરે નિહાળ્યું છે.
ખરને સુથારે લીધા રૂપિયા હજ્જાર દીધા
ઉંટ ઘોડા હાથી સહુ કુંભારે સંભાળ્યું છે.
( મણિકાન્ત કાવ્યમાળા )

## મુંબઇની ઇમીટેશન શેઠાણી

ત્હમે મુંબઇ વિષે આવ્યા, નિહાળી સર્વ હરખાયા;
છતાં સાહેબ એ મારા, જુઓ મુંબઈની શેઠાણી ? ૧
અહા ! મુંબઈની અલબેલી, છકેલી કંઈક સુધરેલી;
લટકતી લાજને મ્હેલી, જુઓ મુંબઇની શેઠાણી ? ૨
કરે છે કંથ ઉઘરાણી, લખે નામું નયન તાણી;
છતાં કહેવાય " શેઠાણી " જુઓ મુંબઈની શેઠાણી ? ૩

પતિ પરદેશમાં આવે, પ્રિયાને પાસ તેડાવે;
પછી વહુ પાંખ ફફડાવે, જુઓ મુંબઈની શેઠાણી ? ૪

ઘરે સસરો અને સાસુ ખરચ વિણ ખેરવે આંસુ;
જમે વહુ મિષ્ટ ફરમાસુ, જુઓ મુંબઈની શેઠાણી ? ૫

કુવેથી ખેંચતી પાણી. નણંદની સાચવે ભાણી;
હવે થઈ રાયની રાણી, જુઓ મુંબઈની શેઠાણી ? ૬

વળી મુંબઇ તણી નારી બતાવે ઠાઠ બસ ભારી;
ભલે વર થાય ભીખારી જુઓ મુંબઈની શેઠાણી ? ૭

બને મુંબઈની શેઠાણી કરે પૈસા તણું પાણી;
રળે વર ટાંટીયા તાણી જુઓ મુંબઈની શેઠાણી ? ૮

સ્વદેશે કામ સૌ કરતી ખુશીથી ખાંડતી દળતી;
હવે "રામા" વિના રડતી જુઓ મુંબઇ શેઠાણી ? ૯

પતિ સીત્તેર લાવે છે, સકળ પત્નિ ઉડાવે છે;
છતાં દેવું કરાવે છે જુઓ મુંબઈની શેઠાણી ? ૧૦

વસાવે નવ નવી સાડી, ફુલેલી ફેનસી ચોળી;
ખરીદે બૂટની જોડી, જુઓ મુંબઈની શેઠાણી ? ૧૧

સુવાસીક તેલને અત્તર, રૂમાલો રાખતી સત્તર;
ગણે છે કોણ ત્યાં ગણતર, જુઓ મુંબઈની શેઠાણી ? ૧૨

કબાટો કે તીજોરીના છતાં દશ બાર ચાવીના;
રૂપાના રાખતી ઝુંડા, જુઓ મુંબઈની શેઠાણી ? ૧૩

જશે નાટક તમાસામાં અગર સરકસ સીનેમામાં;
ગણે મ્હોટાઈ ભપકામાં, જુઓ મુંબઈની શેઠાણી ? ૧૪

સદા નરવી રહે નાડી, જતાં કૈં જોઇશે ગાડી;
જશે લટકો કરી લાડી, જુઓ મુંબઈની શેઠાણી ? ૧૫
કરે ઘરકામ સૌ ઘાટી પદમણી પાલવે જાતી;
અહા ? હોંસે હવા ખાતી, જુઓ મુંબઇની શેઠાણી ? ૧૬
નથી નારી સકળ એવી સતી કે છે સીતા જેવી;
દયા સૌભાગ્યની દેવી અસલ છે એજ શેઠાણી ? ૧૭
નકલ કરનાર શેઠાણી, સુણી ના કોપશો વાણી;
હશે પરમાર્થિ ને શાણી ખરી મુંબઈની શેઠાણી. ૧૮
અપંગો પર દયા આણી દુઃખીનાં દર્દને જાણી;
મદદ દેતાં ન અચકાણી અહાહા ? એજ શેઠાણી ૧૯
સ્થિતિ સ્વામી તણી જાણી વિના "ઘાટી" ન ગભરાણી
શિયળવંતિ વિનયવાળી ગુણી ગૃહરાજ્યની રાણી ૨૦

( મણિકાન્ત કાવ્યમાળા )



## બાળગીત.

આંગણે વળગણીને કપાળમાં ટીલું
ધોતીયું ઢીલુ એ બ્રાહ્મણ વાડો ૧
બોલમાં પુરો છેતરવામા શુરો
ઠમ્મકતી ચાલ એ વાણીયા વાડો ૨
સુંદરનારને ઉજળાં ખ્હેડાં
ચળકતા હાર એ સોનીવાડો ૩
ખભે ખેસને પાઘડી મોટી
નાનીશી નાર એ નાગર વાડો ૪
પાટલી છુટી ને દશબાર ખુંટી
આંગણે કુહાડા એ સુતાર વાડો ૫
ગજને કાતર સોઈને દોરા
લુગડાંના ઢગલાં એ સઈવાડા ૬
બાંધેલા ઘોડાને પગમાં તોડા
કહેડે કટાર એ રજપુતવાડો ૭
આગણે ખુંટીને આદમો જાડા
દસબાર ભેંસો એ પટેલવાડો ૮
લાકડાંનો ભારો ને માટીનો ગારો
આંગણે ચાકડો એ કુંભારવાડો ૯
ઘરમાં ચાસ (હળ)ને વાડામાં ઘાસ
ખાવા ખલ્લાસ એ કોળી વાડો ૧૦
આંગણે શાળ ને બોલમાં ગાળ
બહાર તુલસી કયારો એ ઢેડવાડો ૧૧

વિગેરે વિગેરે.

# બાપકી કમાઇ ખેલમાં ગબ્વાઇ.

તમાસા દેખનેકો હમ રોજ નાટકમેં જાતે હેં;
નહીં અપની કમાઇ બાપકી કમાઈ લુટાતે હે- ૧
શરાબે આ ગવાની રાતદીન મહેફિલમે ધુલંતી હે,
કભી પીતે હે હમ ચંડુલ કભી અથફીન ખાતે હે- ૨
કભી મૌકા નહો મીલતા નયાઝે સુબ્હ પહનેકા;
કે હમકો દશ બજે કે બાદ ઘર વાલે જગાતે હે- ૩
હમેશા દાલ ચાવલ ગોસ્ત મચ્છી ઘરમે પકતે હે;
મગર ખાના દો વક્ત જાકે, હમ હોટલમેં ખાતે હે- ૪
બહોંત કુચ બ્હાહે સોડા દોસ્તોમેં સર્ફ હોતા હે
મહિનેમેં કે સો રૂપિયેકા બિલ ચુકાતે હે- ૫
દિવાલેભી નિકાલે ઔર હમને ટાટ ભી ઉલટા
મગર ઈઝત રહી કાયમ કે બેપારી કહાતે હે ૬
ન ધંધે સે ગરજ હમકો ન કહ્યુ બેપારસે મતલબ
તમામ કારોબાર ઈસ વખ્ત મહેતાજી ચલાતે હે- ૭
પરિજાદો કા આજ હોગા પરિશંબા હે-
તમાશા દેખને હાજી ચલીમેં હમ ભી જાતે હે- ૮
યે જીતને શેઠ હે ભુલે ચુકે હે અપની હસ્તીકો
ખુશામદ કરનેવાલે અરિ પર ઇનકો ચરહાતે થૈ ૯
નહિ કરતે હે આંખો ચશ્મી મર્મી ગૈરતકે
ખરા ખોટાનો અથ "સૈયદ:' કભી હમઝે સુનાતે હે- ૧૦

( નિલમ અને માણેક ભાગ ૭ )

# કુંવારાનું સ્વપ્નું

( આંખ વિનાનું અંધારૂં રે એ રાગ )

—o—

બૈરી વિના ઘેર તાળુંરે, સદાય મ્હારે બૈરી વિના ઘેર તાળું;
એ તો કર્મ વિનાનું અંધારૂ રે. સદાય મારે. ૧
કોઇ કહે છે લાલ લીલું, કોઈ દેખે છે રંગ રંગીલું;
મારે મન સબ કાળે કાળુ રે. સદાય મારે. ૨
વહેલો ઉઠું છું જ્યારે, દળવું પડે છે ત્યારે;
મારે હાથે વાસીદું વાળુ વાળું રે; સદાય મારે. ૩
વાસણ માંજુ છું હાથે, પાણી લાવું છું માથે;
કપડાં ધોવાને કુવાનું થાળુ થાળુ રે. સદાય મારે. ૪
એવાં દુઃખ કોને કહીએ, લોકમાં વાંઢા કહેવાઈયે;
એ તો જીવતર થયું છે ભાઈ ખારૂ રે. સદાય મારે. ૫
રાતુ લુગડું ન ભાળું. કેને જોઇ મન વાળું;
ત્યાં તો કર્મ વિનાનું અંધારૂં રે. સદાય મારે. ૬
કપડાં ધોઇને હું તો, જઇને કુવાપર સુતો;
ત્યાં એક સ્વપ્ન વિચિત્ર ભાળુ ભાળું રે. સદાય મારે ૭
પાંચ દશ નાતિલા આવ્યા, પરણવા બૈરી લાવ્યા;
મારૂ ભાગ્ય ભાળુ ઉજમાળું ઉજમાળું રે. સદાય મારે. ૮
નાતિલા કહે છે મને, આ બૈરી શોભે છે ત્હને;
ત્યાં તો ખુશી થઈ નિહાળું નિહાળું રે. સદાય મારે. ૯
ત્યાંને ત્યાં રૂપીયા દીધા, ખુશી થઈ નાતિલે લીધા,
હવે તો લગ્ન તણી વાત ધારૂં ધારૂ રે, સદાય મારે. ૧૦

અંતર મનસુબો કીધો, પરણવા લ્હાવ લીધો;
મને તો દુઃખનું મોં લાગ્યું કાળુ કાળું રે, સદાય મારે. ૧૧
બાળક બે ચાર થાશે, બાપા કહી બેસે પાસે;
એવા રંગ તરંગ મનમાં ધારૂ રે, સદાય મારે. ૧૨
લાયક આ જોડું મળીયું, હવે મારૂં ભાગ્ય ફળીયું;
સ્વપ્નામાં ચિત્ર વિચિત્ર ભાળુ ભાળુ રે. સદાય મારે. ૧૩
લગન લીધું છે જ્યારે, સોનાનો સુરજ મ્હારે;
હવે ઘોડાને એડી મારૂં મારૂં રે. સદાય મારે. ૧૪
ગોથું આવ્યું છે ભારી, ઊંઘ ઉડી ગઈ મ્હારી;
પડયો કુવામાં દેખું થાળુ થાળું રે. સદાય મારે. ૧૫
પાંચ શેર પાણી પીધું જ્યાં, નાતિલા દેખું કયાંથી ત્યાં;
બૈરીને તો કયાંથી જ ભાળું ભાળું રે. સદાય મારે. ૧૬
જળમય કુવોજ દેખું ઉપર આકાશ પેખું;
ત્યાં તો દુઃખનું વાદળ કાળું કાળું રે. સદાય મારે. ૧૭
હરિનું સ્મરણ સાચું, માયાનુ બંધન કાચું;
હવે સ્વપ્નના સંભ્રમ ટાળું ટાળું રે. સદાય મારે ૧૮

## કહો મન મગ્ન છે શાથી !

( ગઝલ. )

યુવાની અંગમાં ધારી, રમાડી રંગીલી નારી;
ગળે ફાંસી અરે' ઘાલી કહે મન મગ્ન છે શાથી ? ૧

તીજોરી તર નિહાળીને, ઉડાવી સ્નેહ આણીને
ન આવે સંગ ચાલીને, કહે મન મગ્ન છે શાથી ? ૨
ઘણા મીત્રો કુટુમ્બિમાં બન્યો ડાહ્યો તું અંતરમાં,
છતાં છે છેક વનચરમાં કહે મન મગ્ન છે શાથી ? ૬
વજીફા, વાડીઓ, જોઈ, ખરેખર શુદ્ધિ તેં ખોઈ;
નથી એ કામનુ કાંઈ, કહે મન મગ્ન છે શાથી ? ૪
તમાસા ખેલ તેં જોયા મની કલદાર તેં ખોયા;
હવે ત્હારે શું જોયે છે, કહે મન મગ્ન છે શાથી ? ૫
હજારો હુન્નરો કીધા, વળી ઇલ્કાબ તેં લીધા;
રડયા આખર થઈ સીધા, કહે મન મગ્ન છે શાથી ? ૬
કરી ભકિત નથી કાંઇ રહે ઈલ્કાબતો આંહી;
સમજ કીરતારને આથી. હવે મન મગ્ન છે શાથી ? ૭

## શેઠજીની કરૂણાજનક કથની.

(ગજલ)

સુધારાની મજા ન્યારો, જમાનો જાય છે ચાલી;
જુઓને આ દશા યારો, અમારી આમ બાબત છે. ૧
જુઓ મુંબાઇ તણી નારી. બતાવે ડોળ તે ભારી;
ફરે થઇ રાયની રાણી અમારી આમ બાબત છે, ૨
દયાળુ મા અને બાપે લગન તો માહરાં કીધાં;
હિસાબો તેહુ ના આપુ અમારી આમ બાબત છે, ૩

હતી અમ દેશની અંદર, મહારી પ્રેમદા પ્યારી;
અમે એને પાસ બોલાવી. અમારી આમ બાબત છે; ૪
કરૂં કોઇ જાતનો ઓર્ડર, નથી તે ધ્યાનમાં લેતી;
ફરે થઈ તે મદમાતી, અમારી આમ બાબત છે; ૫
બધાં એ ઘર તણાં કામો, અમો અમ હસ્તથી કરતા;
દુખી છે જીંદગી મ્હારી અમારી આમ બાબત છે; ૬
ભરૂ મમ હસ્તથી પાણી, પછીથી ઉઠતી રાણી;
ચલાવે હુકમો ાણી, અમારી આમ બાબત છે; ૭
કરી દાતણુ પછી ઘરમાં, પદમણી પાટલે બેસે;
પછીથી ચાહ તે માગે, અમારી આમ બાબત છે; ૮
ઘરે વાસણ બધાં માંજુ, વળી હાથે રસોઇ રાંધુ
કરે ભોજન પછી વ્હાલી, અમારો આમ બાબત છે; ૯
કરી પત્ની તણી સેવા, દશે તો નોકરી જાવું;
પુરો પરતંત્ર ત્યાં થાવું, અમારી આમ બાબત છે; ૧૦
બધા આ કષ્ટને લીધે, દુઃખી આ જીંદગી થાતી;
ભલે મરવું અરે એથી, અમારી એમ બાબત છે ૧૧
મજાહ મુંબાઈ તણી જોતાં, મુરખ ફેશન મહી ફરતા;
પછી પસ્તાઈ અને રડતા, અમારી આમ બાબત છે; ૧૨
પગાર પચીસતો આવે. પ્રિયા પાંત્રાસ ખરચાવે;
દયા દીલમાં નહી લાવે, અમારી આમ બાબત છે; ૧૩
બતાવે દમ ઘણો નારી બતાવે હુકમો ભારી;
ફરે નીત બાગમાં પ્યારી, અમારી આમ બાબત છે. ૧૪
ઘરેણાં નવનવાં માગે, વખત પર હાડકાં ભાગે;
કહે શું કામ પરણ્યાતા, અમારી આમ બાબત છે. ૧૫

દરદ નીત્યે નવું થાયે, રહુ હું ઘેર જ્યાં સુધી,
કરે છણુકા ખરા ખોટા, અમારી આમ બાબત છે. ૧૬
પથારીમાં પડી રહેતી, મીઠાઈ મોજથી ખાતી;
દુ:ખી મમ જીંદગી થાતી, અમારી આમ બાબત છે. ૧૭
ભરૂ નિત્ય બીલ વૈદ્યોનાં, છતાં સાજી નથી થાતી;
ચલાવે ઢોંગ મદમાતી, અમારી આમ બાબત છે. ૧૮
ખરીદી હાથથી કરતી, લખાવી નામ પર મારા;
કહો બીલ ક્યાં થકી ભરવું, અમારી આમ બાબત છે. ૧૯
મંગાવે અવનવી ચીજો, :અમારે લાવવી ક્યાંથી;
નથી પેદાશ કંઈ થાતી, અમારી આમ બાબત છે. ૨૦
પથારી પ્રેમથી કરવી, પ્રિયાને હાજરી ભરવી;
નથી નવરાશ પણ પળની, અમારી આમ બાબત છે. ૨૧
ગુમાવી દેશની મુડી, અહીં પરદેશમાં આવ્યા;
છતાં ખુશ ના થઈ નારી, અમારી આમ બાબત છે. ૨૨
હતી અ દેશની અદર, બધાં એ કામ ત્યાં કરતા.
નથી અહીં કોઈથી કરતી, અમારી આમ બાબત છે. ૨૩
વચત વિચારીને રંડા, કરે દર્શનનું બહાનું
સીધાવે યારના ઘરમાં, અમારી આમ બાબત છે ૨૪
યારોથી તે લઈ નાણું, લુંટાવે માલ યૌવનનો,
ભરે પાછાં ઘરે પગલાં, અમારી આમ બાબત છે. ૨૫
હમેશાં આટલી મોડી, કહે તું ક્યાંથી આવે છે;
ગયા છે બાર જો વાગી, અમારી આમ બાબત છે. ૨૬
થયાં દર્શન બહુ મોડાં, ભર્યાં'તા ફુલ હિંડોળે;
થાતીતી મેદની ઝાઝી, અમારી આમ બાબત છે. ૨૭

સખી એક મહીરે આવી, મુને સંગાથે બોલાવી.
તજો કચકચ તમે ખાલી, અમારી આમ બાબત છે. ૨૮
મટી જંગલી બનો શહેરી મવાલી કયાં સુધી રહેશો;
પથારી કેમ નથી કીધી, અમારી આમ બાબત છે. ૨૯
સુતાં જઈ ભોંય શેઠાણી, જણાવી રીસ ઉપરથી;
પતિને રોફમાં દાબી અમારી આમ બાબત છે. ૩૦
( મુંબઈની શેઠાણી. )

## અમારૂં દિલ દાઝે છે.

( ગઝલ )

દીઠી શાણી સતી નારી, પતિ સેવા મહીં મશગુલ;
પરંતુ જોઈને વિઘનો, અમારૂં દીલ દાઝે છે. ૧
કજોડાની ક્રિયા દીઠી, સ્રીઓની વેદના જાણી;
અહો એ બાળ લગ્નોથી, અમારૂં દીલ દાઝે છે, ૨
અવિદ્યા વ્હેમનાં જાળાં, વળી ભક્તિ તણા ઢોંગો
અને વ્યભીચાર વૃત્તિથી, અમારૂં દીલ દાઝે છે. ૩
ઘણા ઘરમાં થતા કજીયા, સ્વસુર પક્ષો બને શુરાં;
વધું ચાકર સમી પેખી. અમારૂં દીલ દાઝે છે. ૪
અતિ ઉત્તમ ગુરૂ મંત્રો, સ્વરૂપ જુદે સ્થપાયા છે;
દશા આવી કીધી જોઈ, અમારૂં દીલ દાઝે છે. ૫
ભુદેવો પણ મચ્યા રહે છે, અરેરે ભીખ પર રાચી;
નથી કો બોધ દેનારૂ. અમારૂ દીલ દાઝે છે. ૬
પ્રભુ આ હીંદની સ્થિતિ, તને શું એ મઝા દેતી ! !
નથી તું પણ જરા જોતો, અમારૂં દીલ દાઝે છે. ૭
( માસ્તર-મણિશંકર-સાણંદ. )

# પરમાર્થ એજ જીંદગીની ખરી મોજ શોખ છે.

—:ગઝલ:—

પ્રભુએ જો ત્હને આપ્યું અમોને દાન દેતો જા;
અપંગો આશરો માગે, અરે આશિષ લેતો જા—પ્રભુ૦ ૧
વિકારોથી ભરી દુનિયા રૂપિસહરા તણા રણમાં;
વહે પરમાર્થનું વારિ ભરી પ્યાલીજ પીતો જા—પ્રભુ૦ ૨
અરે ? સંસાર અર્ણવ આ અતિ મસ્તાન તોફાને;
સખાવતની તરે હોડી ધરી ધનવાન તરંગે જા—પ્રભુ૦ ૩
હજારો રૂપિયા ભાઈ મજાહમાં તું ઉડાવે છે;
લખ્યું જે કિસ્મતે ત્હારા અરે કંઇ ધર્મ કરતો જા—પ્રભુ૦ ૪
હરિ દરબારમાં જાવા મુસાફિર છે મજલ મોટી;
ભલા સત્કર્મનું ભાથું, અરે એ ભાઈ કરતો જા—પ્રભુ૦ ૫
અમોને ટંકનું ભોજન ત્હમારી પાન સોપારી;
દયા દીલમાં વસે જો તો વિનંતી ધ્યાન ધરતો જા—પ્રભુ૦ ૬
અમોને અન્ન ના મળતું અપંગો શું કરી શકીએ;
બને તુજથા બિરાદર તો અમારૂં કષ્ટ હરતો જા;—પ્રભુ૦ ૭
અમોને જે અપાશે તે વવાશે ધર્મના ક્ષેત્રે;
મળે આ પુણ્યનું ટાણું અહા સ્નેહે ઉજવતો જા—પ્રભુ૦ ૮
અમારા કર્મને યોગે અમો આ કાળ ભોગવીએ;
હૃદયમાં રહેમ લાવીને ફરજ ત્હારી બજવતો જા—પ્રભુ૦ ૯
અમો અન્ન જો મળશે, ત્હમારી વાંચ્છના ફળશે;
પ્રભુ ત્હારૂં ભલું કરશે જરા અમને રીઝવતો જા—પ્રભુ૦ ૧૦

( મળેલું. )

ૐ

 શેઠજીની—શેઠાઈ. 

રાંડી રાંડનો તનુજ કહે થઈ રાજી રાજી
માજી હું ગયો નજીક શેઠજીની મેડીના
હરખની વાત માત શી કહું જો આજ તણી
છોકરા છ સાત સાથે હતા મારી હેડીના
એવે સમે નગરના શેઠજી હવેલીમાંથી
આવીને ઉભા નજીક બારીની કઠેડી ના
પછી મને આપો આપ શેઠજીએ બોલાવીયો
કહ્યું જા જઇને કુતરાં હાંકયરે ગધેડીના.

કવિ દલપતરામ.

સમાપ્ત.

**એવા તો ઘણાજ પત્રો છે—પરંતુ આ એક થોડો ઉતારો.**

---

**સુરતથી** ઇન્ડીયન સ્ટોરના સેક્રેટરી લખે છે કે તમારાં પુસ્તકો જે જે બહાર પડે તે તમામ અમારા ઉપર મોકલી આપશો અને ગ્રાહક લીસ્ટમાં અમારૂં નામ નોંધશો.

સરનામું

**ઇન્ડીયન સ્ટોરના સેક્રેટરી**

**બેગમપુરા—સુરત**

---

**કપડવંજથી** શાહ ઠાકરશી રવજી તા. ૧૧-૭-૨૩ ના પત્રમાં લખે છે કે તમારા તરફથી આના માળાઓ બહાર પડે છે. તે તમામ છુટી છુટી નકલો ૦-૧૪-૦ માં બારે અંક વિ. પિ. થી મોકલી આપશો.

સરનામું

**શા. ઠાકરસી રવજી**

મા. કપડવંજ (પોસ્ટ કચ્છ)

---

**કરાંચીથી** બાઇ સેવારામ ઢોલણદાસ લખે છે કે (૧) ડોક્ટર ધનચક્કર (૨) અલીબાબા અને ચાલીસ ચોર (૩) વિરબાળા કિશોરી (૪) રમુજમાળા ભાગ ૧-૨ અમારી ઉપર આ પત્ર પહોંચેથી મોકલી આપશો પૈસા અમો અત્રે ભરીશું.

સરનામું

**શ. સેવારામ ઢોલણદાસ**

જુની મારકેટ-સન્ડ્રીઝ મરચંટ-**કરાંચી**

---

સિંધ **હૈદ્રાબાદથી** ઝવેરી હીરાચંદ પરમાનંદ જમીનદાર લખે છે કે અમોને તમારી ડોક્ટર ધનચક્કર અને વિનોદિની અને કમલિની એ બે ચોપડીઓ વિ. પિ. થી તાકીદે મોકલી આપશો, વિ. પિ. તરત સ્વિકારવામાં આવશે.

સરનામું

**ઝવેરી હિરાચંદ પરમાનંદ જમીનદાર**

રામચંદ્ર મહોલ્લા (સિંધ-હૈદ્રાબાદ)

## અમારાં લોકપ્રિય પુસ્તકો સંબંધીના "કેટલાક અભિપ્રાયો"

**ભરૂચથી** રાવ બહાદુર અંબાશંકર ઉત્તમરામ મલજી પોતાના તા. ૨૬-૯-૧૯૨૭ના પત્રમાં લખે છે કે, આપના નિચે લખેલા પુસ્તકોની

**કિંમત** રૂ. આ. પા.

| | | |
|---|---|---|
| ૧ | સંસાર-દર્શન [ પાકા પુઠામાં ] ... ... | ૧—૮—૦ |
| ૨ | વિનોદિની અને કમલિની ... ... ... | ૦—૧૦—૦ |
| ૩ | ડૉક્ટર ધનચક્કર ... ... ... .. | ૦—૧૦—૦ |
| ૪ | આનામાળ સીરીઝના અંક ૧૭ ... ... | ૧—૪—૦ |
| ૫ | સહેલી બાળ વાર્તાઓ ... ... ... | ૦—૮—૦ |
| ૬ | નિરાળા કિશોરી... ... ... ... | ૦—૪—૦ |
| ૭ | મહાત્મા તુલસીદાસજીનું જીવન ચરિત્ર... ... | ૦—૪—૦ |

અમારૂં સરનામું

**રાવબહાદુર અંબાશંકર ઉત્તમરામ મલજી**

સુનારવાડ—**ભરૂચ**

---

**મુંબઇથી** શેઠજી પીરોજશાહ નસરવાનજી લખે છે કે - ચાર આનાની પોસ્ટલ ટીકીટો આ સાથે પરબીડીઆમાં બીડી છે, તો મહાત્મા તુલસીદાસજીનું જીવન ચરિત્ર આ સાથે તારીખે બુક પોસ્ટથી મોકલી આપશો.

સરનામું-**પિરોજશાહ નસરવાનજી મહેતા**

ચર્ચગેટ સ્ટ્રીટ સાસુન હાઉસ-**મુંબાઇ**

---

એવીજ રીતે જો તમારે અમારા પુસ્તકોની જરૂર હોય તો નીચેના

— સરનામેથી **પત્રવહાર** કરશો. —

| | |
|---|---|
| **મા. અંબાલાલ છગનલાલ બ્હેરા**<br>C/o ગુજરાતિ પંચની ઓફિસ;<br>પાંચકુવા—**અમદાવાદ.** | **શાહ પિતાંબરદાસ ઝવેરદાસ**<br>પોસ્ટ-વડાગામ મુ. વડાગામવાયા<br>તલોદ એ. પી રેલ્વે. |

શ્રી વિવેકાનંદ મુદ્રણાલયમાં **નટવરલાલ શંકરલાલ મહેતાએ**

ખાડીઆ સુથારવાડાની પોળમાં છાપ્યું—**અમદાવાદ.**